સંવત ૧૯૪૫ના ચૈત્ર સુદ ૬ ને શની
વારે લાગેલી સુરતની મોટી

# આગનો ગરબો.

અથવા,

(સુરત દુર્દશા ચિત્ર.)

આવૃતિ બીજી. સુધારા વધારા સાથે.

રચીને પ્રસિદ્ધ કરનાર,
વિદ્યોત્તેજક મંડળી

સુરત

“ધી રાઇઝીંગ સ્ટાર પ્રીન્ટીંગ પ્રેસ”માં ગંગારામ
આતમારામે છાપ્યો.

સંવત ૧૯૪૫. સને ૧૮૮૯.
ચૈત્ર. એપ્રિલ.

કીમત સવા આનો.

~~૪૫૪~~ ૪૫૪૧

# સવંત ૧૯૪૫ના
# ચૈત્ર સુદ ૬ ને શનીવારે લાગેલી સુરતની
# મોટી આગનો ગરબો.

---*---

## સુરત શેહેરની નબળી દશા.

---++---

( માહા કોપ થયોતે કળી કાળમાંજો એ રાહ. )

સુરત કાંચનું સોનાની સુરત આગળેજો,
હતા લોકતો શ્રીમંત બહુ તે સમેજો; સુરત
ઘણા ધનથી ભરેલા હતા ભોંયરાજો,
હતા કીંમતી પોશાક વળી ઘોયલાજો. સુરત
હતો ઓત્સવ સઉને મનમાં સદાજો
નહી આફત આવેતે ધારતા કદાજો સુરત
એવા શ્રીમંત જનોની થઇ શી દશાજો,
હાય ધુળ ફાકતા હાવે સઉ વરશાજો સુરત
છતાં જીવતા મરેલા તે થઇ ગયા જો,
રેલ વન્હિના કોપથીતે તવૈઈ ગયા જો; સુરત
આવી ત્રાણ કેરી આગને સઉ બળ્યા જો,
થયા કોરાને કકડતા નરો નર્યા જો. સુરત
પછી રેલ કેરૂં પુર આવ્યું જોસમાં જો,

ગયા તાણાઈ સઉ જળ-રોષમાં જો; સુરત
ઘટ્યા પૈસોને ઘટ્યા જનો વેપારમાં જો,
તોયે ટકીને રહ્યા જરાતે વારમાં જો. સુરત
વળી એટલું છતાંન બાકી રહ્યું જો,
આગણ ચાળીશની રેલમાં ક્રુર થયું જો; સુરત
તેથી રવડ્યા ઘણાંક અન્નના વિનાજો,
'હાય હાય' આ પોકારની બની વિનાજો. સુરત
વળી લાગી આજ પુરઆગ હાસમાં જો,
નહીં પાર નુકશાનીનો આ કાળમાં જો; સુરત
થયા ધૂળ ફાકતા નરો સઉ જતા જો.
તેઓ દુઃખથી મરેલ જીવતા છતાં જો. સુરત
વે'છે આંસુ કેરી ધાર બેઉ પાસથી જો,
થયા લાચરે! વિણુક અત્યુદાસથી જો; સુરત
આવે આગ પાસે સામન કાઢતા જો,
લઈ જઈને બીજી જગે તે ઘાલતા જો. સુરત
વળી ત્યાંયે થતો વન્હિનો પ્રકાશ જો,
વળી માલતો ખસેડ, પૂરે પુર ત્રાસ જો; સુરત
આમ સામન અથડાયા બહુલોકના જો,
થયા વન્હિ માંહીનાશ વળી કોકના જો. સુરત
સઉ લોક બેઠા તાણી બાંધી ગાંસડા જો,

રખે આવે કે કાંડાની પછી પાંસરાજો; સુરત
લાગી આગતો દશેક વાર દીનમાં જો,
થયો ધનનો ખુવાર વેન છિનમાં જો; સુરત
લોકો આમથી તે આમ સૌ નાસતા જો,
દોડે ગાંડા આમે આમ નહીં સાંસતા જો, સુરત
કોઇ છોકરાને શોધે કોઇ બાપને જો,
કોઈ માલને સંભાલે વળી આપના જો; સુરત
બહુ લોકતે દરવાજા બા'ર નાશીયા જો,
થયા લોકને વનખા બહુ ત્રાસીયા જો, સુરત
કોઇ પાડે બૂમ ફલાણાનું ઘર બળ્યું જો,
વળી કોઇ પાડે બૂમ આ શરૂ થયું જો; સુરત
પડયો ધ્રાસકો સઉને મન ત્રાસમાંજો,
હાય! થશે કેમ એમ તે ઉદાસમાંજો. સુરત
પછી ઢોંગને ધતુરા કેરું ચાલીઉં જો,
માતા આવીને કહ્યું છે આમ હાલીઉં જો ;સુરત
ઘણા ધૂણીને ધૂતારે ફાસલાવીયાજો,
આવા વે'મથી લોકોને ભમાવીયાજો. સુરત
હોય ગમેતેમ કોપ, પાણ ખરે ખરોજો,
હોય કૃત્રિમકે ઐશ્વરી મામલોજો; સુરત

આપ શાંતિ હવે ઇશ્વરા આ શેહેરને જો,
આપો નાથજી ગરીબ પર મેહેરનેજો. સુરત

———0*0———

## બરાનપૂરી રાગ.

તારિખ છઠીને શનીવાર, જ્યારે વાગ્યા 'તા અગિયાર;
બળ્યા વન્હિએ બજાર, મચ્છી પીડમાં.
પછી જ્યારે ત્રણુકલાક, વાગ્યા ઘડિયાળે આંક;
પ્રગટી આગતો અથાગ, બુરાન પૂરીમાં...
ત્યાંછે લક્કડની દુકાન, ત્યાંથી લાગેલી તુજાણ;
વળી બીજી લાગીમાન, બુદ્દેલ વાડમાં.
બઉચાલી જોસભેરે, તેતો પાણીકેરે રેલ;
કોપવીના નાખનેરે, આગ મોટી ઘણી.
રેશમ વાળા કા'નદાસ, તે તો આગે પામ્યા નાશ;
નુકશાન તેને ખાશ, દોઢ લાખનું.
પ્રાણજીવનદાસનું દ્વાર, લીધું તહીયા તેવાર;
વળી ગંગારામનું ધાર, ઘર નાશ થયું.
જે ચોકસી વરજદાસ, તેના ઘરનો થયો વિનાશ;
ગૂલાબચંદ પામ્યો નાશ, મુખત્યાર હતા.
લલ્લુભાઇ ઇચ્છારામ, તે પણ આવેલા તમામ;

નગીનદાસનો મુકામ, પણ બળી ગયો.
મંછારામ પરભુદાસ, તેના છએક ઘરને ત્રાસ
આગે પામ્યા તે વિનાશ, ખાંડ વાળા જે.
જોશ પવનનું ભારી, નહીં ચાલે ટીક્કી વારી;
રડે આંસુએ નર નારી, થરથર ધ્રુજતા.
પછી ભાગોળની પાસે, મળી બેઠો આગ વિનાશે;
કરી હાય હાય સૌ નાસે, બહુ ત્રાસથી.
પછી ભાજી વાળી ખાંચે, ઘાંચી હાટ બળ્યોછે આંચે
અને કંસારાની સાચે, પછી ઓળ લીધી
ગોળ ખજૂરની દૂકાન, તેના પાછલડા મકાન;
આગે લીધેલા પીછાન, ભાગોળ સુધીના.
વળી ઘાંચી કેરા હાટ તેનો વળી ગયોછે ડાટ;
ચાલ્યા ત્યાં તો સડસડાટ, સામન બળી જતા.
વળી સાગેના મકાન, તે પણ લીધેલા નિદાન;
નહી મુકેલા તું જાણ, સુખડીઆને.
છળ ગળીઆરાના બાર, તે પણ લીધેલા તેવાર
પણ માર્યાથી ગળીમાર, તેથી અટકી રહ્યું.
આવી રીતે પૂર ત્રાસ, આવી આગે કીધો નાશ,
તે તો ફેલાયું તે પાસ, લીમડા ચોકમાં,

## સાખી

લીમડા ચોકે આવીયું, બહુ બહુ આપી ત્રાસ.
પાર નહીં નુકશાનનો, કીધા રંક વિનાશ.

## બરાન પુરી રાગ.

કીધો રંકવિનાશ અપાર, પડે આસુંડાની ધાર;
કેમ સેવાય અપાર, દુઃખ ભારી ઘણું.
લીમડા ચોકે તો શીપાઈ લેનો કેરા આવ્યા ધાઈ.
વળી પડતર જગા કાંઈ તેથી બંધ પડયું.
સઊ ગળીયાળીના દ્વાર, બળ્યા તે થયા નીરાધાર
પાડે આસુંડા અપાર, રડાકૂટ થઈ.
જેની ત્રણે પાસે આગ, ઘરો બળ્યાછે અથાગ;
એવો ગળીયારાનો ભાગ, વચ્ચે બચી ગયો.

## આધવજી સંદેશો કેહેજો શાંમને એ રાહ.

આશોરે ગજબ! આશું થઈ ગયું!
ભડકે બળતી ગોળવાળાની પોળજો;
ઝપાટે લીધી દકાળ પોળને,
વિગરે લીધી સામા સામી પોળજો. આશો૦
રૂવાળાનો ટેકરો પુરો થયો

ત્યાંથી ચાલી હરીપૂરા વાસજો;
વડ સુધી હેડ તે પોંચી ગઇ
રહ્યા આડ અને બાર વાસજો. આશો૦૨
સૌમોટી હવેલીઓ મુકયા પછી
રહ્યું પાણીનું પૂરજોશ જો;
વધવા ન પામી ત્યાંથી આગળે
લાલભાઇથી ઉતર્યો રોશજો. આશો૦૩
કંસારા સળગ્યારે દેખું આમતો
લિધો સામે કાપડનો બજારજો,
પારસી શેરીને પુરી કરી
લીધો ઘાંચી શેરીનો ડારજો. આશો૦૪
ત્રીભોવન વકીલ જે કા'વતા
તેનું ઘર થયું છે સફાઇજો
નાસા નાસી લોકો કરે
કંઇ કંઇ આંવે પોતે ધાઇજો. આશો૦૫
વાડીમાંથી અલ્લાયાની
ઝડપ્યું માળી ફળીઉં ધારજો.
દેહેરૂં રે લીધું દાદા સાહેબનું
અટક્યું તલકેશ્વર ડારજો. આશો૦૬

## ગરબી.

( મોહોલે પધારો માહારાજ, માણીધર– એ રાહ. )

લાગી ભયંકર આગ, ગુણીજન લાગી ભયંકર આગ;
નહીં નાસવાનો શુભલાગ, ગુણીજન લાગી ભયંકર આગ.

### સાખીઓ.

રાણી તળાવ છોડયું નહીં, લાગ્યું ઘરતો એક;
બારીક સમય આ'વો નહીં, બીજો ગણું વિશેક. લાગી૦
દાદા સાહેબના દે'રાથકી, રહ્યા પાંચેક ડાર;
તે પછીનું એક બળીગયું, અજાયબી દેનાર. લાગી૦
ટાવરની પાસે ગઇ, દાળીઆ શેરી પાસ;
જીવ સૌના ઊંચા થયા, અધિકો વાધ્યો ત્રાસ. લાગી૦
પણ ..........દાસથી, બચી ગઇ શેરી એક;
રૂપીઆ ખરચ્યાં સાતશેં, ધન એ નરનો ટેક. લાગી૦
ઘર બળીયા પોતા તણા, તોપણ ના દરકાર;
અન્ય પુરૂષ એ માતને, કીધો પરોપકાર. લાગી૦
લાગેલી નહીં કો સમે, એવી મોટી આગ;
ત્રાણુની જોડી થઇ, થયું નુકસાન અથાગ. લાગી૦
લોકો થયા સૌ બાવરાં, સુઝે નહીં કંઇ કામ;
હો હો, હા હા, થઇ રહ્યું, ભયભીત આખું ગામ. લાગી૦

ત્રાણ દિવસ સુતું નથી, જંપ ધરીને કોઇ;
એક પતે કે બૂમ પડે, વળી આગતો હુઇ. લાગી૦ ૮
કોપગણો કે જે ગણો, પણ આ જબરૂં કામ;
પેટ ભરી ખાધું નથી, દે'શત લોક તમામ. લાગીં૦ ૯
હજી એથી પતીયું નહીં, લાગી બીજે દિન;
બીના આપુંછું તેહની, મરી ગયા બહુ દીન. લાગીં૦ ૧૦

## બીજા દિવસની આગો

### બુરાન પુરી રાગ

તારીખ સાતમીને રવીવાર, થયા બારેક સુમાર;
બળ્યા ત્રેંસઠને બાર, સલાબત-પુરામાં.
પછી વાગ્યા જ્યારે એક, બળ્યું હોર-વાડમાં નેક;
ફક્ત ઝુંપડું તો એક, ગયું બળી તહાં.
પછી ત્રાણ થયા જ્યારે, સગરામપુરે ત્યારે;
બધા ઘર ગયા તેવારે, ભંડારી-વાડામાં.
પાણ પવન પછી ફરીઓ, જેથી રૂસ્તમપરે દડિઓ;
ઘર દશ બાળીને વળીઓ, આતસ બેરામજી.
વળી તેજ વખતે બીજી, આગ લાગી ગણું સીધી;
વરીઆવી ભાગોળ લીધી, છએક ઘર બળ્યા'

**સાખી**

૭એક ઘર બળી ગયા, બહુ બહુ વરત્યો કેર
કોપ કોપ સૌ કો કહે, આપે ઇશ્વર મે'ર.

રાગ બુરાનપુરી.

તારીખ આઠ અને સોમવાર, મંચેરપુરામાં તું ધાર
કોચલા વાડને વિચાર, ત્યાં તો લાગી ખરી.
પછી ચારેક ને સુમારે, ગોપીપરામાં વિચારે;
ઘર પાસે તું તો મારે, કીરપા હજી ના.
જેવી લીધી પાંખ કોર, આવ્યા લોકો કાઢી દોડ
આપ્યું ઓજારોએ જોર, તેથી અટકી પડ્યું.

**સાખી**

અટક્યું આ સારી જગે, નહીતર વાળત દાટ;
ત્રાણું-ની ભુલાવતે, બનતે એવો ઘાટ.

---

આગ લાગેલા વખતે લોકોની ગભરામણ તથા દુઃખ.

સખી આવીયો કારતક માસ કે એ રાગ
ત્રાણુ બંબા બળ્યા આગ માંહી, જોતાં જોતામાં;
પીપ ગયા વીશેક ફુંકાઈ, થયાં તે નોતામાં.
પછી છ તો મસીદો ફુકાંઈ, આગના ભપકાથી;

એક હોરો સુતો છે બફાઈ, ઝાળના ઝબકાથી.
લોકો આમથી નાસે આમ, ત્યાં પણ આગ મળે;
ત્યારે જાયતે બીજે ઠામ જરા કાંઈ શાંતી વળે.
પડ્યા ગામ તણી સૌ બા'ર, સાથરે સાથ થઈ;
જાણે અજાણ્યું કોઈ ચાર, જાયછે સંઘ કંઈ.
ચાલે આંસુડા ની ધાર, શરિર ભુમિ ઉપરે;
થાય મૃત્યુનો અવતાર, કારી ઘા તે ખરેખરે.
નથી રે'તું ખાવા ભાન, નથી પે'રવા તણું;
જાય કાળ્ઢી નીકળી બે ભાન, જોર શું તે તણું.
કોઈ રસ્તામાં અથડાય, કૂટે કોઈ છાતી ઘણી;
કોઈ કરતો હાય! હાય! જોવાય ન તેની ભણી.
શું તેને થોડું દુઃખ! હાય ન વરણાયે.
થયું ઘડીમાં વીસું સુખ, શું આ સે'વાયે.
રળી જીંદગી સુધી પાઈ,—પાઈ ભેગી કરી;
હવે તે જોતામાં ફુંકાઈ, શું લાગે જરી તરી!!!
જે દેતા પોતે દાન, લેવા વારો આવીઓ;
કોપ કર્યો શીદ ભગવાન, દાવાનળ લાવીયો,
બાળ બચાવો પિતાય, ટળવળી ચાલીઆ;
નહીં અન્નને પાણી સા'ય, શું દૈવ્ય નડાવીયા?

તેમાં રેલવે જેવો પંથ, પડ્યાપર પાટું કરે;
મુકી સ્પેશ્યલ ટ્રેન રાંચ, ખમાણું ભાડું હરે.
આવ્યો નવમીએ ગવરનર, લોકો જોવાને;
થયો દુઃખી ખરેખર, લાગ્યો રોવાને;
નહીં સુધરાઈ ખાતે ઢંગ, રંગ વધ્યો ઘણો જે;
ચાલ્યા તપાસવા ઘર રંગ, ભંગ ઘરો તણો જે.
શું કમીશનરનું કામ, કામ કર્યા ભલા રે;
તે પુચ્છે નહીં તમામ, પાછી પાની કરે રે!
ઇશમાલ ક્રાફ્ટ જેહ, શેર બહારીયા રે;
ખરે નામજ લેવા તેહ, કામ નહીં કરે.
આવા આવા ઢંગ, મ્યુનીસીપાલ તણા;
કાણા ખંખા રંગ! પછી તેમાં શાની મણા!

## સાખી

શાની મણા પછી રહે, વન્હિ પડતા તેલ;
ઝબક થાય જબુકડો, તેમજ હાલ બનેલ!!

પછી તારીખ ૧૦ મીની રાતે વાડી ફળીઆમાં આગ લાગી હતી, પણ ઇશ્વર કૃપાથી તરતજ નાશ પામી હતી.

# સુરતની આગ વિષે પરગામી માણસોની હાલત

## ગરબો.

પડી પરગામે બૂમ, હાય! સુરત તો બળીયું;
મચી રેલવે ધૂમ, લોક આવવા નીકળીયું.
ઊપરા ઉપરી તાર, મુંબઇથી ત્યાં આવ્યાં,
લીધા પે'લા તાર, વળી બીજા છે આવ્યાં.
મુંબઇમાં બહુ લોક, તાર ઑફીસમાં મળિયાં
થઇ ભીચડા ભીચ, જાય નવ માણસ કળિયાં
નાન પુરાનો તાર, બંધ તો તાર બળ્યાથી;
વળી બીજીએ બંધ, આગતો પાસ રહ્યાથી.
તરત રેલવે તાર, સમાચારો છે લીધા;
**શાંતી** કેરી વાત, ન આવે, લોકો બીધા.
પાડી મૂકી બૂમ, સ્પેશ્યલ ગાડી કાજે;
ઠીક વઢ્યા તે ઠાર, કમાણી કરવા કાજે.
બમણું ઠરાવી નૂર, શૂરથી રેલ ચલાવી;
જરા ન રાખી મે'ર, આબદા જોતા આવી.
વાપ્યો સઊને ત્રાસ, દેશ–પરદેશે ભારી;
થઇ સુરતની ખરે–ખરી આ દશા નઠારી.
મુખમાં સૌને વાત, ત્રણ દિવસ ગુજરાતે;

ઘણાક મળવા કાજ, ગયા પોતાની જાતે.
ચાલ્યું ટ્રેનનું કામ, ઠીક કમાણી કીધી;
લોકોને અવધડ, બેસવા જગા ન સીધી.
થાય સીંધુમાં જેમ, ભરતી પાણીની તાણી;
ત્યમ સુરતમાં થઇ, લોકની ગીડદી ઝાઝી.
ગયું ગયું પણ હતું, સુરતમાં કાંઇ રહેલું;
હવે પુરૂં તે થયું, સાથેરે સાથ બનેલું.

**સાખી**

નુકસાન તો ભારી થયું, સાને અડધા ક્રોડ;
હાય! વહંતા મુખ થકી, ક્યમ ના નીકળે કોડ.!!

---

## મુંબઈ શેહેરના શેઠીઆઓની કંગાળ થયલા સુરતીઓ ઉપર સખાવત.

### બરાબપુરી રાગ.

મુંબઇ શેહેર તણા શાહુકાર, થયલો તમારો ઉપકાર;
જ્યાં છે આફત સમાચાર, સુરત શે'ર સાર.
પ્રથમ મોટી આવી રેલ, તેમાં આપે કીધી મે'ર;
તમારૂં આભારી આ શે'ર, જે છે રંક થયું.
હતો અસલ જ્યાં વેપાર, તે તો હવે નીરાધાર;

તમો જેવા સરદાર-થી કાંઇક હજી.
સદા આશ્રય ઇચ્છો આપ, એવી દાનેશ્વરની છાપ;
કરી પરકારજ અમાપ, આપ લઈ લીઓ.
તમે આપોછો આધાર, તેમ આપજો આધાર;
એથી ખુશીરે કીરતાર, આપ ઉપર થશે.
કાંતો પારસી-મુસલમાન, અથવા ભાટીઆ ધનવાન;
આપે નીરાશ્રીતને દાન, તે તો સુખી થશે.
અરે ઓ! જગત નાથ, રંકે કહીએ જોડી હાથ;
તેતો સુખી રહો સૌ સાથ, પૂર્ણ હૃદય થકિ.

### સાખી

પૂર્ણ હૃદય થી ઇચ્છીએ, થાઓ તેને સુખ;
દૂર થજો સૌ તેહના, દૂર-દશાદિ દુઃખ.

---

## સુરત શેહેરના વે'મથી ચગડોળે ચહેલા લોકો

( બકરી બાઇનો બેટડો.—એ રાહ. )

વે'મે લોક વીંટઇ રહ્યા, ચાલે વાતડી આજે;
નવરાતરો કરતા નથી, માતા શાંતી કાજે.
તેને કોપ તેથી ચઢયો, બધે સળગાવી મુકે;
ત્યાર વિના આવું ના બને, કોઇ દી ભુલ ચુકે.

પણ રે વિચાર કરો મને, સહી કામે ન થાયે;
ત્યાં ન બળે ને આ જગે, શાને કારણ લા'યે.

અમનેતો આમ લાગતું, હશે કાકડા મુકતા;
ખરૂં ખોટું તો હરી જાણે, રખે બોલતા ચુકતા.
માતા આવે સૌ દીલમાં, પછી ધુણવા માંડે;
ભોળાને ભરમાવતા, ઊંચે પંથે ચડા'વે.
આજે માતાએ આમ-કહ્યું, કાલે ફલાણું લાગે;
કંઈ જુઠું કંઈ ખરૂં પડે, ક્યમ સત્ય તે લાગે.
માતાજ બોલે જો કદી, કેમ જુઠું પડે તે;
ઝાંઝના કેરા જળ મહી, સૌ ભુલા ખાવે છે.
ગરબા ગાયે છે નારીઓ, જાણે કોપ સમાયે;
લાલચુ માતા શું અરે! ગરબે રાજી થાયે.
શેરીએ શેરીએ માતની, જય જય બોલાયે;
હોમ હવન શરૂ કર્યાં, જાણે ઘટવાને લા'હે.
કોઈ કહે મંત્રો હવે, અશુદ્ધ છે બનેલા;
તેવા મંત્ર ક્યમ કરે, માતાજી ઉકળેલા.
ચાલી દીપો મો'લા મંહી, ગજા માફક ભરતા;
બીવડાવવાથી લોકના, આણુ-સમજુ કરતા.
એક ઈશ્વર સૌ કો કહે, પરમ મુક્તિને કાજે;

શાને માતા બીજી પ્રભુ, ગણવાનો આજે.
શુદ્ધ ઉપાયને શોધવો, સત્ય કારણ ન્યાળી;
હોય હરામ ખોરા કદા, ઘાલો કેદમાં ઝાલી.

## સુરત શેહેરના ઉદ્ધારાર્થે પ્રભુ પ્રાર્થના

ગીરધારીરે. એ– રાહ.

સુરત શેહેરનીરે, દશા થઈ છે નઠારી
સુરતનું હિત વિચારી. રે. દશા૦
એને રેલ તણો ભય ભારી,
લક્ષ્મી વિણ બન્યું લાચારી;
થઇયા વેપારીરે– દશા૦ સુરત૦
અહીં વેપાર નામે કંઈ નહી,
લોકો અથડાતા જહીં તહીં;
દુઃખડા ભારીરે– દશા૦ સુરત૦
કાંઈ વેપાર શે'રમાં આવે,
કાંઈ લોકો ઊધમને સા'વે;
આપ સા'ય વિચારીરે– દશા૦ સુરત૦
આગ લાગે નહીં આશે'રે,
આવે રેલ નહીં એમ મે'રે;
કરજો સુખા કારીરે– દશા૦ સુરત૦
માતા તાપીજી કોપ સમાવે,

વન્હી બાઇ ન આવે;
કરો કીરતારીરે- દશા૦ સુરત૦
દીએ લોકો વે'મને છોડી,
તારી સાથે તો પ્રીતડી જોડી;
બનીએ મોક્ષાધારીરે- દશા૦ સુરત૦
સઉ રંક જોડી હાથ કહીએ,
હરી આપે મેં'ર અમે લઈએ;
નંદ-લાલ બિહારીરે- દશા૦ સુરત૦

## આ તે શું હશે?

વસંત તિલકા વૃત.

લંકા હતી સુરત શું કહું ભસ્મ થૈ તે,
કાંતો અરે ત્રિપુર નેત્ર ખુલી ગયું કે;
કાંતો ચંડયા દિસત આતસ સ્વાર થૈ ને,
કાંતો બળી સુરત સ્વપ્ન દિસે મને એ.
કાંતો હશે સુરત-માત વિચાર કીધો,
ખાલી થઇ સકળ માંસ રૂધિર ખોયો;
જાણું હવે જીવિત માહરૂં વ્યર્થ ભ્રાત!
તેથી કરી કરતિ સૂરત આપઘાત!!

સમાપ્ત.

લવાજમ શેહેરના ગ્રાહકો પાસે ફક્ત છજ આના રાખવા
માં આવ્યું છે; તથા દેશાવર વાળાઓને ટપાલ ખર્ચ સા
થે નવ આના આપવા પડે છે. અડધા આનાની ટીકી
ટ મોકલવાથી નમુનાની નકલ મફત મોકલવામાં આવશે.

જે સદ્‌ગૃહસ્થોને ગ્રાહક થવાની ઇચ્છા હોય તેઓ
એ નીચેને સરનામે લખી જણાવવું.

છગનલાલ નરોત્તમદાસ. ઓરપાડી.

વ્યવસ્થાપક વિદ્યોત્તેજક મંડળી. સુરત, મોટા મંદીર પાસે.

## જાહેર ખબર.

સર્વે લોકોને ખબર આપવામાં આવે છે કે આ
ચોપડી નીચે લખેલે ઠેકાણેથી રોકડી કીમતે મળશે. બુ
ક સેલરો વિગેરે જેઓ સામટી ખરીદ કરશે તેઓને ઘ
ણી કીમતે આપવામાં આવશે. કોઇ સાહેબે ઉધાર મંગા
વવા તસ્દી લેવી નહીં.

ગંગારામ આત્મારામ.

ધી રાઇઝીંગ સ્ટાર પ્રીન્ટીંગ પ્રેસ. સુરત. મોટા મંદીર પાસે.